॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર




# સનાતન ધર્મ પત્રિકા




કાર્યાલય: ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● અષાઢ સુદ - પૂનમ ● તા. ૦૫-૦૭-૨૦૨૦ ● રવિવાર    MOB. : WHATSAPP- 9422884366, 7410087935.    hmtsanatandharmpatrika@gmail.com


## મદનપુરા ગામે મુંબઈગર દાતાએ સ્વખર્ચે બનાવ્યો ચેકડેમ

સંપાદક : અમૃતભાઈ ભાવાણી, ચેન્નઈ.



કોડાઈ(તા.માંડવી), તાઃ૩, મદનપુરા ગામે લોકડાઉન ના સમયમાં બોરીવલી-મુંબઈથી કચ્છ આવી, પિતા-પુત્રએ પોતાના ગામ વિસ્તારમાં ચેકડેમ નું નિર્માણ કરી, પાણી સંગ્રહ માટેનું સરાહનીય કાર્ય કર્યું હતું.

શાંતિભાઈ રૂડાણી અને તેમના પુત્ર ઉમેશકુમાર રૂડાણીએ ગત તારીખ ૧૩-૦૬-૨૦૨૦ના ચેકડેમનું કામ ચાલુ કર્યું હતું અને ગત તારીખ ૨૧-૦૬-૨૦૨૦ ના સારો વરસાદ પડતા હતા. ચેકડેમ ઓવરફલો થઇ ગયો હતો, લોકડાઉનના કપરા સમયમાં પણ મુંબઈ-બોરીવલીથી વતન આવીને ઘરે ના બેસી રેહતા સમયનો સદઉપયોગ કરી પિતા-પુત્રએ આ કાર્ય પાર પાડ્યું હતું. અને એક કર્મઢ પાટીદાર હોવાનું ગૌરવ મેળવ્યું હતું.

સ્થાનિકે થી ભરત જીવરાજ રૂડાણીનો પણ સરસ સહયોગ રહ્યો હતો. આ ચેકડેમમાં પાણી ભરવાની કેપેસિટી ૨૧ કરોડ લીટર છે. દરિયામાં જતું પાણી અટકાવવા આવા જળ સંગ્રહના ઉત્તમ કાર્યો ઠેર ઠેર થાય તો કાયમી ધોરણે દુષ્કાળને ભગાડી શકાય. મુંબઈ ખાતે વ્યવસાય ધરાવતા શાંતિભાઈ રૂડાણી એ વતન ખાતે ડ્રેગન ફ્રુટ, ઈઝરાયેલ ખારેક, દાડમની ઓર્ગેનિક ખેતીમાં પણ સફળતા મેળવી છે. જળ સંગ્રહના આ લોકલક્ષી કાર્યને અગ્રણી રમેશ લાલજી પટેલ અને અરવિંદ જીવરાજ રામજિયાણીએ પણ બિરદાવ્યું હતું.

કચ્છમાં જ્યારે નર્મદાના નીર ની કાગડોળે રાહ જોવાઇ રહી છે, તેવામાં આવા ચેક ડેમ, તળાવ, જળ સંગ્રહક યોજનાઓ તૈયાર રાખવાની તાકીદે જરૂર છે. અને આવી વ્યવસ્થા થકી જ કચ્છ વતન ના સુંદર ભવિષ્ય ના સ્વપ્ન સાકાર થશે.

## ઈતિહાસના પાને ભારતનો ત્રિરંગો ઝંડો બનાવનારા પિંગાલી વેંકય્યાની પુણ્યતિથિ



આપણો ત્રિરંગો ઝંડો પિંગાલી વેંકયાએ બનાવ્યો હતો. પિંગાલીનો જન્મ ૨ ઓગસ્ટ , ૧૮૦૬ ના રોજ આંધ્રપ્રદેશમાં થયો હતો. પિતાનું નામ હનુમન્થા રાયડુ અને માતાનું નામ વેંકટ રત્નમ્મા હતું. બાળપણથી જ હોશિયાર એવા પિંગાલીએ મછલીપટ્ટનમમાં જ હાઈસ્કૂલ સુધીનો અભ્યાસ કર્યો. 'સિનિયર કેમ્બ્રિજ'ની પરીક્ષા આપવા શ્રીલંકા ગયા. હૃદયમાં દેશભક્તિની ભાવના ધબકતી હોવાથી ૧૯ વર્ષની ઉમરે દક્ષિણ આફ્રિકામાં થયેલી બોએરની લડતમાં જોડાયા. ત્યાં તેઓ ગાંધીજીને મળ્યા અને ગાંધીજીની વિચારસરણિથી તેઓ પ્રભાવિત થયા. આફ્રિકાથી ભારત પાછા ફર્યા બાદ રેલ્વેના ગાર્ડ તરીકે તેમજ ફ્લેગ ઓફિસર તરીકે સેવા આપી . તેઓ ભૂગર્ભવિદ્યા, ખેતી એમ ઘણા વિષયોનું જ્ઞાન ધરાવતા હતા. તેઓ સારા લેખક પણ હતા. ગાંધીજી અને અન્યોના સૂચનોને ધ્યાનમાં લઈ પિંગાલીએ વિજયવાડાના કોંગ્રેસ અધિવેશનમાં સૌપ્રથમ વાર કેસરી, સફેદ અને લીલો એમ ત્રણ રંગનો ઝંડો બનાવ્યો હતો, જેમાં વચ્ચેના પટ્ટામાં અશોક ચક્ર હતુ. પછીથી આ ધ્વજને આપણા રાષ્ટ્રધ્વજ તરીકે સ્વીકારવામાં આવ્યો . ૪ જુલાઈ , ૧૯૬૩ ના દિવસે પિંગાલીએ આ દુનિયાને અલવિદા કહી દીધી.

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

મિત્રો આજે

**Chetan Halpani - MMR 7588024585 - Rahuri**

નીચેના સભ્યો ૪૦૦/- ભરીને આજીવન માં પરિવર્તીત થાય છે.

**Vinod Diwani - DMG 9421230727 Sangmeshwar,**

**Sunil Ramani - ORR 9861321320 Bhadrak**

પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેરછાઓ પાઠવે છે.

- પ્રતિનિધિઃ નીલેશભાઈ સુરાણી, તલોદ.

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૦૩. ૦૭. ૨૦૨૦ પ્રશ્ન નંબર - ૩૪.**

આપણા રાષ્ટ્ર ગીત ના આ વાક્ય વચ્ચે ની ખાલી જગ્યા પૂરો.

પંજાબ સિંધુ ગુજરાત મરાઠા ............, વિંધ્ય હિમાચલ યમુના ગંગા .............તરંગ.

**સાચો જવાબઃ** દ્રવિડ ઉત્કલ બંગ, ઉચ્છલ જલધિ

**સાચો જવાબ આપનાર વિજેતાઃ** કાંતિલાલ દીવાણી - નાગપુર (વિદર્ભ) ★ ૮૮૩૦૦૧૩૨૩૪

**તા. ૦૪.૦૭.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૩૫.**

ગુરુ પૂર્ણિમા કયા ઋષી ના જન્મ દિવસ ઉપલક્ષે મનાવાય છે ?

**આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧ ૨ વાગ્યા સુધીમાં

વોટ્સેપ દ્વારા **7718977774** પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## પ્રચાર પ્રસાર સમિતિ વતી થી ગુરુ પૂર્ણિમા નિમિત્તે જ્ઞાતિજનોને શુભેચ્છા પાઠવીએ છીએ.




"ગુરુ પ્રર્ણિમાના પાવન અવસર પર સમાજના જ્ઞાતિજનોને હાર્દિક શુભકામનાઓ. આપણા સમાજમાં ગુરુજનોને ઘણું સન્માન આપવામાં આવે છે. આપણે આપણા ગુરુજનોનો આભાર માનવો જોઈએ, જેમના ગુરુનથી તેમના માતા પિતા ગુરુગણવામાં આવે છે. જેમણે આપણને હંમેશા સત્ કર્મ અને સદવિચાર થી પ્રોત્સાહિત કર્યા છે અને આપણા સર્વશ્રેષ્ઠ પ્રદર્શનને બહાર લાવવા માટે મદદ કરી છે."




શ્રી ABKKP યુવાસંઘ, એગ્રીકલચર & એનવરમેન્ટ ટિમ આયોજિત

મિશન ગ્રીન ઈન્ડિયા - 1st July to 15th August 2020

इसलिए अगर समय रहते पेड़-पौधे को बचाने की दिशा में सही कदम नहीं उठाए गए तो एक समय ऐसा आएगा जब मानव-जीवन के लिए काफी भयानक संकट पैदा हो जाएगा और लोगों का इस धरती पर रहना असंभव हो जाएगा, इसलिए हम सबको इन स्लोगन से सीख लेकर अपने-अपने घरों में और आस-पास पेड़ लगाना चाहिए, ताकि भविष्य में इस तरह का खतरा पैदा न हो सके

Oxygen બેન્ક માં Oxygen જમા કરાવીએ

कार्य HUM SE... करेंगे ♥ दिल से.... જય મિશન...જય યુવાસંઘ.

## અવસાન સમાચાર

**તારીખઃ ૦૧-૦૭-૨૦૨૦**

સ્વ. શ્રી કાંતિલાલ અરજણભાઈ દડગા, ઉંમર વર્ષ-૮૬, ગામઃ ટોડીયા(કચ્છ), હાલેઃ કોટા(રાજસ્થાન).

**તારીખઃ ૦૨.૦૭.૨૦૨૦**

સ્વ. હીરાબેન ખીમજીભાઈ માવાણી, ઉંમર વર્ષ ૭૦, ગામ રત્નાપર, હાલે દહીંસર - મુંબઈ.

**તારીખઃ ૦૩.૦૭.૨૦૨૦**

સ્વઃ જેન્તીભાઈ કરસનભાઈ નાકરાણી, ઉમર વર્ષ - ૫૮, કચ્છ માં ગામ નેત્રા, હાલે રાણેબેનૂર.

**તારીખઃ ૦૩.૦૭.૨૦૨૦**

સ્વ. મનસુખભાઈ દેવજીભાઈ વાડિયા, ઉંમર વર્ષ – ૪૦ કચ્છ માં ગામ ખોંભડી હાલે પાલીતાણા.

**તારીખઃ ૦૪.૦૭.૨૦૨૦**

સ્વ. વડીલ શ્રી જેઠાભાઈ શિવજીભાઈ નાકરાણી, ગામઃ મથલ (કચ્છ), હાલેઃ કરાડ (મહારાષ્ટ્ર).

**તારીખઃ ૦૪.૦૭.૨૦૨૦**

સોમજીભાઈ વિશ્રામ લીંબાણી, ઉંમર વર્ષ - ૮૦ કરછ મા ગામ ઘડાણી, હાલે વેલ્લોર (તમિલનાડુ)
(તેઓ શ્રીના સુપુત્ર સ્વ.અર્જુનભાઈ ૩૦.૦૬.૨૦૨૦ ના અવસાન પામેલ હતા)